લેડીઝ કલબ તરફનો

# દુકાળના સંકટનિવારણ જલસો.



( ગુરૂવાર તા. ૭ મી માર્ચ ૧૯૧૨. )

અમદાવાદ.

કીંમત ૦-૪-૦

લેડીઝક્લબ તરફનો

# દુકાળ સંકટ નિવારણ જલસો.



૧.

વાજીંત્રો.

૨.

ગરમી.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિમંડપમાં આ, ઝુકી રહ્યાં અમ શીશ,
માત મીઠી! તુજ ચરણ પડીને, માગિયે શુભઆશિષ—અ.
મીઠી મનોહર વાડી આ તારી, નંદનવનશી અમોલ,
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં, કરીયે નિત્ય કલ્લોલ—અ.
અંત મહંત અનંત વિશેની, વ્હાલી અમારી માત!
જયજય કરવા તારી જગતમાં અર્પણ કરીયે જાત! અ.
હિન્દુ મુસલમીન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નુવરંગે, કરિયે સેવા સહુ કાળ! અ.
ઉર પ્રભાતસમાં અજવાળી, ટાળીદે અંધાર!
એક સ્વરે સહુ ગર્જન ગજવતો કરિયે જયજયકાર! અ.
નમિયે નમિયે માત! અમારી, ગુણવંતી ગુજરાત!

( અ. ફ. ખબરદાર. )

૩.

આપત્ત.

૪.

"How To Propose."

Scene:—Jack's rooms. Time, the present. Jack Jackson is rather a capricious young man who thinks himself to be an unrivalled artist in the "Art of Proposing." This craze has an overruling mastery over his mind. While he is rehearsing a new mode of "Popping the Question," his friend Tom Tomson drops in for a visit; and during the course of conversation declares that he is in love with a Lady-whose name he does not give out. He goes on to say that he feels diffident as to the course he should pursue, and asks for a few hints from Jack as to how to propose to his Lady-love. Jack suggests a number of methods, all of which Tom disapproves for one reason or another. At last Jack agrees to teach Tom the great Romantic or Artistic Method, which he himself contemplates to employ shortly upon a girl who has caught his fancy. In order to give an object-lesson to Tom, Jack practises

proposing to a bolster, wrapped up in a dressing gown and endows the dummy with the name of Miss Brown After pouring out his effusions before this novel object, he asks Tom to do the same thing over again in imitation of himself. Tom reluctantly consents, and does the proposing in the most idiotic fashion, which totally upsets Jack. In the meanwhile Tom complains that he feels quite a "perishing idiot" proposing to a dummy. Whereupon Jack undertakes to take the place of the bolster, and a funny dialogue follows. On a sudden turn of conversatin they discover that they both love the same girl, one Miss Maggie Trueman. This discovery astounds them both. After a hot wordy fight which nearly ends into fisticuffs, they determine to arbitrate by asking their mutual friend Dick Dickson to settle the question. At the identical moment Dick enters the room, and they both pounce upon him and begin to explain, wrangle, and quarrel all at once, each apprehensive that Dick would be influenced by the version of the first speaker. At last it turns out that Dick

has already proposed to and been accepted by the girl for whom Jack and Tom were quarreling Dick makes them both shake hands and be friends again.

---

૫.

ગાયન.

(૧) કીસ કદર મેં જો કરૂં, યાર બડાઈ તેરી;
અકલ હેરાંન હય મેરી, દેખ સફાઇ તેરી.
કીસ કદર૦

(૨) કયા કહું કીસે કહું, કોણ કરેગા આસાન;
સખ્ત મુશ્કીલ હયે મેરે હકમેં જુદાઇ તેરી.
કી કદર૦

(૩) યે જુદાઈ જો જહાં, બીચ નહોતી પયેદા;
તો ખુદા ખાલી બી રહેતી અય ખુદાઈ તેરી.
કીસ કદર૦

(૪) રોઝ મહેશરકે મદા, પુછેગા સંખતીસેં મુઝે,
તો મયે અયે દોસ્ત, દીખાવુંગા દુહાઇ તેરી;
કીસ કદર૦

(૫) અય મહંમદ, તોરા દર, છોડકે કાંહ જાવે ગરીબ,
બાદશાહીસે તો બહેતર, હયે ગદાઈ તોરી.
કીસ કદર૦

---

૬.

# દમયંતીસ્વયંવર.

---

## સ્વયંવરમંડપ.

ભાટ—વાદળ છાયે સૂર્ય છુપે નહીં દીપ બુઝે ન
પતંગ ઉછાળે;
વીજળીપ્રભે કહિ ચંદ્ર દીપે નહીં, ધર્મ ચળે
નહીં યાચક આવે.
ચંચળ નારના નેણુ છુપે નહીં, વૈદ્ય ડરે નહીં
રોગી બતાવે.
ચિન્તાનળસું રૂપ ઘટે નહીં, રાજપુત્રી
દમયંતી મિસાલે.
શુભ દિવસે અહીં ઈશ દયાવડે, ઠાઠે માઠે
બહુ ભૂપ પધારો,
નૃપકુંવરી પતિ યોગ્ય હવે વરી, ઘડપણનું
તુમ સૌખ્ય વધારો.

પ્રતિહાર—રાજાધિરાજ અયોધ્યાપતિ ઋતુપર્ણરાયની
સ્વારીપર ધ્યાન રાખો મહારાજ.

સાહેલીઓ—સ્વયંવરે આજે ભૂપ વરવે.
વિજયી થજો ઋતુપર્ણ રાજઋષિ;
લાગો કીર્તિ વધવે. સ્વયંવરે.

(ઋતુપર્ણ પ્રવેશ કરે છે.)

ભીમક—આ આસને બીરાજી જીવને શાન્તિ પમાડો.
પ્રતિહાર—મગધ દેશના મહા પ્રતાપી રાજા સુમુખ મહારાજનો જયજયકાર થાઓ.

સાહેલીઓ—આવી સભે સુમુખની સ્વારીરે,
જાઉં છું સ્વારીપર વારીરે— આવી.
રત્ન મુગટ શિરે, હાર મોતી ગળે,
કાને કુંડળ તેજી ન્યારીરે— આવી.

(સુમુખ રાજા પ્રવેશ કરે છે.)

ભાટ—મહારાજ! ભલે પધાર્યા.
ભીમક—હું આપને જોઇ બહુ ખુશી થાઉં છું.
ભાટ—(ધુન સાંભળી) પ્રતિહાર, ઘણી ધામધુમથી આ કયા રાજાની સ્વારી આવે છે ?
પ્રતિહાર—(જોઇને) નિષધપતિ પુણ્યશ્લોક શ્રી નળરાજાનું આગમન સફળ થજો.

સાહેલીઓ—કેવો કાન્તિએ નળ આ તેજાગો દીસે,
જગમાંહે ન બીજો રૂપાળો વસે. કેવો.
યોગ્ય એ નૃપતિ, વર દમયંતી,
ભાસે થળે જોકે ભારી હશે. જગમાંહે.

(નળ પ્રવેશ કરે છે.)

ભીમક—તમારા જેવા પુણ્યશ્લોક રાજાનાં દર્શન બહુ લાભકારી છે. પ્રધાનજી! આદરસત્કારપૂર્વક પાન ગુલાબ મહારાજાઓની સેવામાં અર્પણ કરો.

(પાન ગુલાબ આપતાં આપતાં.)

નારદ, ભાટ, સાહેલીઓ ઈત્યાદિ—

શુભ દિન આજનો હોંસ પુરાવે.
આવે નૃપ સઉ વરવે કાજે,
મહા હરખની છોળ લાવે          શુભદિન.
નિષધ અયોધ્યા સોરઠ ભણીથી,
અતિવન શશિસમ રૂપાળા આ.          શુભદિન.
બેઠા વસુધાપતિ ધનુષધર,
મહા પાવન આ મંડપ થાએ.          શુભદિન.

ભાટ—સુણો મહારાજ સુણો શ્રી ભીમક મહારાજના આમંત્રણનો સ્વીકાર કરી આપ સર્વે અહીં પધાર્યા છો તેથી મહારાજની આજ્ઞાથી હું આપનો મહુ પાડ માનું છું. રાજપુત્રી દમયંતીનું આજે સ્વયંવર છે એ વાત આપને વિદિત હોવાથી તે વિશે કાંઈ કહેવાની અગત્ય નથી.

પ્રતિહાર—ભાગ્યશાળી રાજપુત્રી દમયંતીનું સૌભાગ્ય ચિરકાળ રહો.

( સખીઓ સાથે દમયંતી પ્રવેશ કરે છે. )

સખીઓ—

જાણી સ્વયંવર તુજ દમયંતી,
રાજસભા સજી ભૂપે ભરીરે.
સોરઠ ઉજ્જન અંગ વંગપતિ,
બેઠા ધરી તુજ આશ ખરીરે.          જાણી.
મગધ, નિષધ, મિથિલેશ્વર નરમણિ,
રવિ જેવું તનુતેજ ધરીરે.          જાણી.

દમયંતી—સખીઓ આ રાજાઓને જોઈને મને બહુ આનંદ થાય છે.

ભીમક—સદ્ગુણી પુત્રી, આ સૂર્ય જેવા એક કરતાં એક વધારે તેજસ્વી એવા રાજાઓના ગુણ સાંભળી તેમાંથી જે તને પસંદ થાય તેનો સ્વીકાર કર. મારી પૂર્ણ આજ્ઞા છે.

નારદ—દમયંતી, આ રાજાને તું ઓળખેછે?

જાણે આ ઋતુપર્ણ રાજકુંવરી છે શ્રી અયોધ્યાપતિ,
હોવાથી બહુ કર્મનિષ્ઠ સઘળા લાજે તપસ્વી અતિ,
છે જ્ઞાની ગુણવાન સત્યવચની તેજે બીજો ભાસ્કર;
આવ્યા છે મૃદુરક્તપદ્મસમ જે સ્વીકારવે ત્વત્કર.

દમયંતી—એવા કર્મનિષ્ઠ તપસ્વી રાજા જગન્માન્ય છે. હું એમને જો મારા પૂજ્ય પિતા સમાન માનું તો કાંઈ આશ્ચર્ય નથી.

ભાટ—(સ્વગત) લાગ્યા હો હાથ ઘસવા! મોટા ઉપરજ પહેલાં ખાડ પડી! જોઇએ હવે શું બને છે.

નારદ—રાજપુત્રી જુઓ આ, મગધ ' દેશના રાજા મહા કુલીન, મોટા પરાક્રમી અને બહુ ગુણવાન છે. શો એમના રાજ્યનો વિસ્તારને શો એમની પ્રજાનો એમના ઉપર પ્રેમ! ખરેખર આ પૃથ્વી ઉપરનાં અનેક અમૂલ્ય રત્નોમાંનું રત્ન છે.

દમયંતી—યોગ્ય કહ્યું, એઓ વંદનને પાત્ર છે.

ભાટ—(સ્વગત) આતો ગણેશ પૂજાનું પ્રથમ વ-

દન છે! ચાલો એ પણ તાહડા પડી ગયા.

શશિકળા—(એકને દેખાડીને) તે મહા પ્રતાપી રાજા બેઠા છે તે કોણ છે તે તું જાણે છે?

દમયંતી—ના સાહેલી, હું નથી જાણતી અને જાણવા ઇચ્છતી પણ નથી.

સોરઠ દેશનો રાજા—એમાં પણ આપણું કાંઇ વળશે એમ લાગતું નથી. કારણકે અહીં કાંઇ જુદાજ પ્રકારનો રંગ દેખાય છે.

ભાટ—(સ્વગત) વળશે વળશે બીહો નહીં. પણ જરા ઠાઠમાઠ અને ભપકામાં બેસે ત્યારે કેને! ઠીક એમનો પણ નીકાલ આવી ગયો.

નારદ—દમયંતી, આ સોરઠ દેશના રાજા મહા પ્રતાપી છે. શત્રુથી અજીત છે. એમનું રાજ્ય વિસ્તીર્ણ અને સુખી પ્રજાથી વસાએલું છે.

દમયંતી—એ સારા ભાઇને હું પ્રણામ કરૂં છું.

ભાટ—(સ્વગત) વાહ! કેવું એમનું મોટું ભાગ્ય! એઓ તો મહા દેવીના ભાઇ બની ગયા! વાહવા! વાહવા! વાહવા!

નારદ—આ ઉજજનના રાજા પણ તેવાજ પ્રતાપી શૂરવીર અને નીતિસંપન્ન છે. આ મિથિલાધીશ પણ સર્વ પ્રકારે બહુ માન્ય છે.

દમયંતી—માથું નમાવે છે.

એક રાજા—અરે આતો ફોકટનાં વંદનનાજ સત્કારથી સર્વને પતાવવા માંડે છે.

ભાટ—તો બીજું શું કરે, જેમ દેશ તેમ વેશ. (સ્વગત) જેવું પાત્ર તેવું દાન. પડતા મુકયાથી પેટમાં બળાપો છુટે તેમાં નવાઇ શી !

દમયંતી—પ્રિય સખી, નિષધ દેશના રાજા કયાં છે? તેઓ તો કાંઇ જોવામાં નથી આવતા!

શશિકળા—પ્રિય સખી (જોઇને) આ શું ! તે બેઠા છે.

દમયંતી—હા, ખરે તેજ છે (ઉભી જુએ છે.)

નારદ—દેવી ઉભી શું જુવે છે. એ નિષધદેશના રાજા નળ છે. એના રૂપ ગુણનું વર્ણન જગતમાં પ્રસિદ્ધ છે.

(દમયંતી ખુશી થઇ વરમાળ પહેરાવવા જાય છે. બીજા ચાર પુરુષો નળ જેવા જોઇ વિસ્મય પામે છે.)

દમયંતી—અરે, આ શું ! વરમાળ કોને પહેરાવું ! સખી, અહીં તો બીજા ચાર નળ જોવામાં આવે છે, એઓ કોણ ?

બધા—(જોઇને) શો ચમત્કાર !

ભાટ—ખરેખરે આ પાંચે જણ નળરાજા જેવા છે. તેમનું રૂપ પોશાક ઇત્યાદિ એક બીજાને ઘણું કરીને મળતા છે.

દમયંતી—પિતાજી ! આ શી નવાઇ ! એકને બદલે પાંચ નળ.

નારદ—(સ્વગત) હવેજ જોવાની મજા પડશે. ઇંદ્રજાળ ઠીક પથરાઇ છે.

3110



ભીમક—પુત્રી, આમ ગભરાય છે શું! જરા ધીરજ ધર, હમણાં ખુલાસો થશે.

રાજા—(સ્વગત) એને ઠીક શિક્ષા થાય છે. એકને પિતા બનાવે છે. એકને ભાઇ બનાવે છે. કોઇને વંદન કરીનેજ પતાવે છે. ત્યારે પ્રથમથીજ કાં નહીં કહ્યું કે એ નાગનેજ વરવાની છે, કે ફોકટ ધક્કા ખાતા અહીં વેર આવતે નહીં.

ભાટ—ખમા, ખમા, બાપુજી. ગરમ થશો તો નકામું રગત બળશે. એ તો જે ભાગ્યશાળી હશે તે વરશે. તમે બધાજ વરવાની ઉલટમાં આવ્યા છો પણ કાંઈ એક સ્ત્રીથી બધાને વરાય! રણક્ષેત્રમાં શૂરવીર હોય તેનેજ માટે નગારાં વાગે છે.

દમયંતી—રે પરમેશ્વર, આ શો પ્રસંગ! આ કેવો મારી આશાનો ભંગ! હવે હું શું કરૂં! હે મારી કુળદેવતા, હે જગતની માતા! આ સમયે તું મારી વહારે ધા. (ઘુંટણે બેસી.)

પ્રગટે, હરવે, સરવે ભ્રમ એ,
તું માય દયાઘન એ સમયે— પ્રગટે॰
પડી ભુલ સમૂળ ન કાંઈ સુઝે,
જગદંબ અતિ મુજ જીવ મુઝે;
તુજ વીણ હવે દુઃખ કોણ હરે
નળ રાજ વરી કયમ આશ પુરે— પ્રગટે॰
(બેહોશ પડે છે.)

( અંતરીક્ષથી દેવી પ્રત્યુત્તર દે છે. )

સાવધ થા, સતિ દમયંતી, સાવધ થા.
સાવધાન, સાવધાન, સાવધાન—સાવધ થા૦
હૃદય આર્દ્ર મારૂં તુજ આર્ત રવ સુણી,
નૃપતિ પંચ મધ્ય જો તું દૃષ્ટિ દે ફરી,
નેત્રહલન દેહછાય જેહની પડી,
એજ રાજ નળ છે તું વરી લે,
અન્ય કપટવેશધારી—સાવધ થા૦

દમયંતી—દેવી ! હું આપનો બહુ પાડ માનું છું. આમાંથી તો કોઈનાં પાંપણ હાલતાં નથી.

પુષ્પવતી—અરે, આ શું પાંપણ હાલે છે ને છાયા પણ પડેલી જોવામાં આવે છે !

દમયંતી—અરે હા, એજ મારા પ્રિય નળ.

( નળરાજાને ગળે વરમાળ અર્પણ કરે છે. )

સર્વે—ગમે આજ ખચિત આ ધન્ય સુદિન.
જોઇ નૈષધ ગળે વરમાળ સુમન— ગમે.
થાઓ સુખી આ દમયંતી સુંદર,
થજો ઇશ કૃપે આ સફળ વચન— ગમે.

( આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થાય છે. )



૭.

## ગરબી.

વસન્ત રૂતુ ખીલ્યો વનમાં.
હાંરે વસન્ત રૂતુ ખીલ્યો વનમાંરે.
મોટી ખુશી મારા મનમાં. વસન્ત૦
દેશમાં વાગ્યો સુધારાનો ડંકો,
શુભ થયું એજ શુકનમાં. હાંરે,
ધરણીમાં થઇ છે કુધારાની કુમતિ,
ગમતી સફાઈ ગગનમાં–હાંરે–મોટી. ૧.
આજ પ્રજા તો સ્વતંત્રતા પામી,
વદનથી વદતાં વચનમાં––હાંરે.
બાગમાં ફુલ બહુ વિધ ફુલીઆં
ફુલ ફેલાઈ છે જનમાં—હાંરે—મોટી ૨
ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણા થાયે,
ગાય છે ગીત ગાયનમાં—હાંરે.
રંગ ઉમંગે થયાં મુખ રાતાં,
હોય જેમ હોરી ખેલનમ —હાંરે—મોટી. ૩



૮.

## ગાયન.

મોહન આઇ તે,"
પ્રીજ રીત ન્યારી;
પ્રીજ રીત બસકીનો. મોહન આઇ તે.

જાની માયા જગત નચાવત
તોય ન પાવત, ગોપેરાની. મોહન આઇ તે.
જાકી ચરણ રજ
બ્રહ્માંડકુ દોલે
સુરજ બગાસે, વારે દાસુ
સુરદાસ મદન મોહન
ઉનપે અતિ નેન પ્રણામ.
તનગત મનગત ઉરના સામાન. મોહન આઇ તે.
આઈ સમદન મોરા (૩)
સરબત કે માતભરાએ (આઇ)
યા સમદન હાથીકો ભાવે (૨)
લંબો પોહલો ચુરો,
રંગ રસીલો ઓર ચટકીલો,
હાથી દાંતકો ચુરો. (આઇ) (૩)

૯.

# નવાબ સાહેબની મુલાકાત.

(રા. રા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ એલ. બી.)

## પ્રવેશ ૧.

**સ્થલ**—નવાબસાહેબની કચેરી.

પાત્રો—નવાબસાહેબ, હજુરીયા અને પાછળથી દુભાષીયો.

**હજુરી**—પાંચ રોજસે શહેરમેંસે ધૂંવા નીકલતે હય વો ક્યા હોગા?

**હજુરી**—શાયદ, આગ ન હોવે! આગ હોવે તો બુઝાની ચાહીએ.

**નવાબસાહેબ**—તુમકુ એબ્બી ખબર નહિ કે આગ દુસરી ચીજ હય, ઔર ધૂંવા દુસરી ચીજ હય! ધૂંવા બુઝાના એ આપના કામ નહિ હય.

**હજુરી**—નવાબસાહેબ બરાબર ફરમાતે હય. આગ ઘાંસે દીખતી નહિ તો કીસ તરેહસે કહે સકતે હો કે આગ હય?

**હજુરી**—ઇનકી અકલ હી ઐસી ચલતી હય. ગયે સાલ એક ફકીરને આંકે કહા કે શહેરમેં તલાવમેં સવા મન સુના હય. તો નવાબસાહેબને ભીસ્તી લોકકી પાસ તલાવ ખાલી કરવાયા-સુના

કુછ નીકલા નહિ. તબ એ. જનાબ કહેને લગે કે પહેલેસે તલાવમેં પેઠ કે દેખના થાં કે તલાવમેં સુના હય યા નહિ.

**હજુરી**—નાહક તલાવમેં પેઠના ઔર શરદીસે હૈરાન હોના એ અકલ કહાંસે લાયે?

**હજુરી**—ભીસ્તી લોકકું કીતને રૂપયે દીયે?

**નવાબસાહેબ**—રૂપયેકી તો ખબર નહિ લેકીન દસ કરોડ પેસે હુવે ઐસા કોઈ કહેતા થા;

**હજુરી**—એક રૂપયેમેં કીતને પેસે હોતે હય?

**હજુરી**—મુઝકો તો માલુમ નહિ.

**હજુરી**—મેરેકુંભી ખબર નહિ.

**હજુરી**—ગામમેંસે કોઇ બનિયે કે લડકેકું બુલાઓ; તુરત ગીન દેગા. એ કુછ અપના કામ હય?

**હજુરી**—બેશક નહિ. અપને જૈસે કાબીલ, આલીમ, તરબીયતવાલે લોક રૂપયેકે પેસે ગીનનેકું બેઠેંગે?

**નવાબસાહેબ**—ઐસે હીસાબી ઇલમવાલે આદમી હમેરે વહાં હોનાભી નહિ ચાહીએ. ઓ ફીરંગી લોકકી જબાન જાનનેવાલેકું તો સારે મૂલકમેં દાખલ હોનેકાભી હુકમ નહિ.

**હજુરી**—સિરફ વો દુભાષીયા તો હય.

**હજુરી**—ઉસકુંભી ગામડેમેં રહેનેકા હુકમ હય. કયા કરે કભી કભી ઉસકી જરૂર પડતી હય.

**નવાબસાહેબ**—ઓ દુભાષીયેકું સરહદપર એક અંગ્રેજકી પાસ અભી ભેજા હય. યુરોપીયન કહેતા હય કે મેં મુસાફિર હું, ઔર નવાબસાહેબકી મુ-

લાકાતકા ઇંતેજાર હું. દુભાષીયે કે સાથ હુકમ ભેજા કે હદમેં દાખલ મત હોના. ફિર દુભાષીયા પેગામ લેકર આયા યે અંગ્રેજ બેપારી નહિ હય ઔર રાજકી ખટપટમેં નહિ પડતા, તો જવાબ ભેજા કે નવાબ સાહેબ ફીરંગી લોકમેં ફેર નહિ સમજતે.

**હજુરી**—દુભાષીયા હી આતા હય.

( દુભાષીયો પ્રવેશ કરે છે. )

**દુભાષીયો**—(સલામો કર્યા પછી). અંગ્રેજ મુસાફર ખુદાવિંદ નવાબસાહેબને અરજ કરે છે કે હું બહુ જાતજાતના જાદુના ખેલ કરી જાણું છું માટે ખુદાવિંદે એક વખત મ્હારી મુલાકાત લેવી જોઇએ, અને વાત કરતાં મ્હારી દાનત સાફ જણાય તો પછી મને ખેલ કરવા બોલાવવો. હેરતભરેલા જાદુના ખેલ થાય છે.

**નવાબ**—અચ્છા, દશ રોજ પીછે આને દો.

## પ્રવેશ બીજો.

**સ્થલ**—અંગ્રેજ મુસાફરનો ઉતારો.

**પાત્રો**—યુરોપીઅન મુસાફર અને દુભાષીયો.

**યુરોપી૦**—Well, Interpreter, does the Nawab Saheb still distrust an English peer who seeks nothing but the honour of an interview with an Indian prince?

(ઠીક ! દુભાષીયા ! એક હિન્દુસ્તાનના રાજા સાહેબની મુલાકાતના માન વિના બીજા કશાની

જેને આશા નથી તેવા અંગ્રેજ અમીરના ઉપર નવાબ સાહેબને હજી પણ ભરોંસો પડતો નથી?)

દુભાષીયો—No my lord. Your gold not given me invain. Nawab Saheb says yes. Here is Parvanah.

(ના, સાહેબ. તમે મને બક્ષીસ કંઇ નકામી આપી નથી. નવાબસાહેબ હા પાડે છે. આ રહ્યો પરવાનો.)

યુરોપી૦—That is fortunate. When do we go?

(એ ઠીક થયું. આપણે ક્યારે જઇશું?)

દુભાષીયો—In ten days.

(દસ દિવસમાં).

દુભાષીયો—(સ્વગત) સારૂં છે કે દરબારમાં બીજું કોઇ અંગ્રેજી જાણતું નથી..નવાબસાહેબ જાણશે કે જાદુગર છે, અને મુસાફર જાણશે કે મ્હારે મુલાકાત થઇ.

## પ્રવેશ ત્રીજો.

### સ્થલ—નવાબસાહેબની કચેરી.

પાત્રો—નવાબસાહેબ, હજુરીયા, અંગ્રેજ મુસાફર, દુભાષીયો વગેરે.

યુરોપી૦—An Englishman presents his salutations to His Highness, the Nawab Saheb, and prays that his salutations be accepted. The king of my country is a friend of the Nawab Saheb, and not an enemy.

( એક અંગ્રેજ ખુદાવિંદ નવાબસાહેબને કુરનસ કરે છે., અને અરજ કરે છે કે તેનો અંગીકાર કરશો. મ્હારા દેશના રાજા નવાબસાહેબના દોસ્ત છે, દુશ્મન નહિ. )

**દુભાષીયો**—આ નોકર નામદાર ખુદાવિંદ નવાબસાહેબને કુરનસ કરી પગે લાગી ધૂળ ચાટે છે. મારા મૂલ્કમાં પણ નવાબસાહેબનો જ અમલ ચાલે છે, અને મારો રાજા નવાબસાહેબનું નામ સાંભળીને કંપે છે.

**નવાબ**—સચ હય. તુમારે મૂલ્કમેં ચિડિયાં હોતી હય?

**દુભાષીયો**—Your country from here how far?

( તમારો મૂલ્ક અહિંઆંથી કેટલો દૂર છે? )

**યુરોપી૦**—The route we come by is about fifteen or seventeen thousand miles. But if there were a direct route it would be four to five thousand miles.

( જે રસ્તે થઇને અમે આવીએ છીએ તે લગભગ પંદર કે સત્તર હજાર માઇલનો છે. પરન્તુ જો સીધો રસ્તો હોય તો તે ચાર કે પાંચ હજાર માઇલનો થાય. )

**દુભાષીયો**—ચકલીઓ અમારા દેશમાં ઘણી થાય છે, અને નોકર ચકલીના ખેલ કરી જાણે છે, ચકલીઓ તોપ ફોડે છે.

**નવાબ**—વાહ! અજબ! તુમ મુરઘે લડા સકતે હો?

**દુભાષીયો**—You coming here what time felt?

(તમને અહિંઆં આવતાં કેટલો વખત લાગ્યો?)

યુરોપી૦—It took me about seven months. With favourable winds, however, six months would have been enough.

( મને લગભગ સાત મહિના લાગ્યાં. પણ જો પવન અનુકૂળ હોય તો છ મહિના બસ થાય.)

દુભાષીયો—હા, ખુદાવિંદ, મુરઘાં લડાવી શકું છું. સાપ અને નોળીયાને પણ લડાવી શકું છું. નોળીયાએ મારેલા સાપને જાદુના જોરથી જીવતો કરી શકું છું.

નવાબ—તુમારે મુલકમેં ઘોડેકા બચ્ચા અંડેમેંસે હોતા હય એ બાત સચ્ચી ?

દુભાષીયો—You coming here, in the road, where where travelled ?

( તમે અહિંઆં આવતાં ક્યાં ક્યાં મુસાફરી કરી ?)

યુરોપી૦—I came direct to this country in a sailing vessel. I landed at Madras, and I have visited every one of the kingdoms of the south. After making a tour all over this province, I intend going north.

( હું પરબાર્યો આ દેશમાં જ વ્હાણમાં આવ્યો. હું મદ્રાસ ઉતર્યો, અને દક્ષિણનું દરેકે દરેક રાજ્ય જોઈ આવ્યો. આ પ્રાન્તમાં મુસાફરી કર્યા પછી હું ઉત્તર તરફ જવાનો ઇરાદો રાખું છું. )

દુભાષીયો—ઘોડાનું ઇંડું કોળાથી કંઇ મ્હોટું, પણ રંગે ધોળું થાય છે. મદ્રાસમાં એવાં થોડાં ઇંડાં આણ્યાં છે. ઘોડી એ ઇંડાં સેવતી નથી પણ પાણીમાં મૂકી આવે છે એટલે મગરી સવે છે.

નવાબ—તબ તો વો ભઠીઆરેકી બાત સચ્ચી નીકળી. ભઠીઆરેકું એક ગામ ઈનામ દે દેના. તુમ જાદુસે દુસરા ક્યા કર સકતે હો ?

દુભાષીયો—In travellidg many difficulties must be falling on you. Expense also must be becoming From what purpose you travel ?

( મુસાફરીમાં તમારા ઉપર બહુ મુસ્કેલીઓ પડતી હશે ખરચ પણ થતું હશે તમે શા હેતુથી મુસાફરી કરો છો ! )

યુરોપીઅ—I travel in order to gather knowledge and information.Of course travelling in strange lands has its difficulties. But that does not disappoint me, you cannnot see countries without trouble and expense.

( હું જ્ઞાન અને માહિતી મેળવવા માટે મુસાફરી કરૂં છું. બેશક, અજાણ્યા દેશમાં મુસાફરી કરવામાં મુશીબતો તો નડે જ, પરન્તુ તેથી હું નાઉમેદ થતો નથી. મુશીબતો અને ખરચ વિના કંઇ દેશો જોઇ શકાય નહિ. )

દુભાષીયો—નજરબંધી કરૂં છું. કરંડીઆમાં પેસી નાળચામાંથી નીકળી જાઉં છું. ફુંક મારી હાથીને ઉંચો ઉરાડું છું. અંગુઠો ઘસીને મહેલ ઉભો કરૂં છું. લાકડાના પુતળા પાસે માણસની બોલી બોલાવું છું માણસની માખી બનાવી દઉં છું, અને

પાછો માણુસ કરૂં છું કુતરાની પુંછડી કાપી તેમાંથી સસલું કહાડી આપું છું.

**નવાબ** - ક્યા તાજુબી! ડબ્બીમેંસે લખોટીયાં ઉડા સકતે હો?

**કુભાર્ણીયો**—In your country coins made of what ? )

( તમારા દેશમાં સીક્કા શાના થાય છે ? )

**યુરોપીઃ**—Of silver as well as of gold. Here is a gord coin with a portrait of His Majesty the king of my country stamped upon it

( રૂપાના તેમ જ સોનાના. આ રહ્યો એક સોનાનો સીક્કો. એના ઉપર અમારા દેશના રાજાની છબીની છાપ છે. )

**કુભાર્ણીયો**—લખોટીઓ ઉડાવી દઉં છું, અને આવા સીક્કા તાળાબંધ પેટીમાંથી ઉડાવી દઉં છું. પેટી ખાલી હોય છે તો ભરી પણ દઉં છું.

**નવાબ** -રીંછકે સાથ કુસ્તી કર સકતે હો !

**કુભાર્ણીયો**—How many your king's armymen ?

( તમારા રાજાના લસ્કરી માણુસો કેટલા ? )

**યુરોપીઃ**—Well, the fact is His Majesty has not the power to keep a standing army. But he can raise as large an army as he needs whenever he has to make war with any of his enemies,

(ખરી વાત તો એ છે, કે અમારા રાજાને કાયમનું લસ્કર રાખવાની સત્તા નથી. પરન્તુ જ્યારે તેમના કોઇ દુસ્મનો સામે લડાઇ કરવાની હોય છે ત્યારે જેવડું લસ્કર જોઇએ તેટલું તૈયાર કરી શકે છે: )

**દુભાષીયો**—કુસ્તીમાં તો આપનો ગુલામ એક્કો છે. નવાબ સાહેબને જોવા મન હશે તો મ્હારૂં નસીબ ઉઘડી ગયું એમ માનીશ.

**નવાબ**—બંદરકા ખેલ કરતે હો ?

**દુભાષીયો**—What religon your king keeps ?

( તમારો રાજા કયો ધર્મ પાળે છે ? )

**યુરોપી૦**—The Christian Religion. The king and his subjects are the followers of Jesus Christ.

( ખ્રીસ્તી ધર્મ. રાજા અને પ્રજા ઇસુ ખ્રીસ્તના અનુયાયીઓ છે. )

**દુભાષીયો**—વાંદરા રમાડું છું. નવાબસાહેબ જે ખેલ ફરમાવે તે કરી બતાવવાની બંદો તાકાત રાખે છે.

**નવાબ**—કૌએ, કુત્તે ઓર ગદ્ધે કે માફક અવાજ કર સક્તે હો?

**દુભાષીયો**—In your country agriculture more or trade more ?

( તમારા દેશમાં ખેતી વધારે કે વેપાર ? )

**યુરોપી૦**—Formerly agriculture was the main occupation of the people. Then graduall, people engaged in

foreign trade. Even now trade continues to preponderate.

( આગળ ખેતી એ લેકોનો મુખ્ય રોજગાર હતો. ત્યારપછી ધીમે ધીમે પરદેશના વેપારમાં લોકો જોડાવા મંડયા. હમણાં પણ વેપાર વધતો જ જાય છે. )

**દુભાષીયો**—જાત જાતનાં પંખી અને જાનવરનો અવાજ બંદો કહાડી શકે છે અને તેમને ભૂલાવામાં નાંખી તેમનો જમાવ કરી શકે છે.

**નવાબ**—તમારા ખેલ કલ બતાઓ. કચેરી બરકે દેખેંગે.

**દુભાષીયો**—If any convenience wanting to you, you speak to the interpreter.

( જો તમારી સગવડમાં કોઇ જાતની ખામી હોય તો તમે દુભાષીયાને કહેજો. )

**યુરોપીઅ**—I am highly obliged to the Nawab Saheb. There is nothing that I want at present.

( હું નવાબસાહેબનો બહુ આભાર માનું છું. હાલમાં મારે કશાની જરૂર નથી. )

**દુભાષીયો**—ખેલ કરવાનો મારો સામાન આપની હદની બહાર છે. તે લાવીને હું હાજર થઇશ.

**નવાબ**—બહુત અચ્છા. જલ્દી આના.

**દુભાષીયો**—This interview has been a great pleasure.

( તમારી મુલાકાતથી હું બહુ રાજી થયો છું. )



## પ્રવેશ ચોથો.

સ્થલ—અંગ્રેજ મુસાફરનો ઉતારો.

પાત્રો—અંગ્રેજ મુસાફર અને દુભાષીયો.

યુરોપીઅ મુસાફર—Interproter, the interview was a delightful surprise to me. If you look at the Nawab Saheb and his courtiers. you think they have just risen from sleep, and are going to sleep once more But how false are outword appearances ! The Nawab Saheb asked me highly intelligent questions. He is a shrewd and well-informed ruler, and is anxious to acquire information

( દુભાષીયા ! આ મુલાકાતથી મને બહુ સાનંદાશ્ચર્ય થયું. જો તમે નવાબસાહેબ અને તેમના હજુરીયા તરફ જુઓ, તો જાણે તેઓ હમણાજ ઉંઘી ઉઠયા હોય અને તરતજ ફરીથી ઉંઘી જવાના હોય એમ દેખાય છે પરંતુ બહારનો દેખાવ કેવો છેતરે છે ! નવાબસાહેબે મને બહુ હોશિઆરીભર્યા પ્રશ્નો પૂછ્યા, તે એક કાબેલ અને બહુશ્રુત રાજા જણાય છે, અને માહિતી મેળવવા ઇંતેજાર છે.

દુભાષીયો—Don't forget your interpreter, my lord.

( સાહેબ ! આપના દુભાષીયાને ભૂલી જશો નહિ )

ચુગ.પો૦—Oh! I cannot forget you. You are a clever and useful man. A modicum of grammar would do you much good, and do not have the impression that English travellers carry about with them millions.
(આહ! હું તમને ભૂલી શકું એમ છેજ નહિ. તમે બહુ હોંશિયાર અને ખપના માણસ છો. વ્યાકરણનું વધારે જ્ઞાન મેળવશો તો તમને લાભ બહુ થશે, અને મનમાં એમ ન રાખશો કે અંગ્રેજ મુસાફરો લાખ્ખો રૂપીઆ સાથે લઈને ફરે છે)

---

૧૦.

ગાયન.

(રાગ-કેદારો.)

મોંઘેરી મ્હારી ભરતભૂમિ-
જનસેવન થકી દોરૂં આર્ય સુંદરી. મ્હારી૦
પ્રગટી આ લેખનબુદ્ધિ કંઈક ઘરથી
હૃદયે ધારી મેં કંઇક વર્ષોથી
અર્પણ કરૂં તુજ ચરણે અતિ હર્ષથી
મુજ-ભારતનાં યુવક યુવતિ. મ્હારી૦

---

૧૧.

ગરબી.

કોઇ દુખ લો દિલરંગી,

કેફી પીએ કસુંબલો, ગાંજો પીએ અબુધ,
દારૂ દીવાના પીએ, દાના પીએ દુધરે.—હાંરે. કોઈ.
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીપે કાયા હેમરે. હાંરે. કોઈ.

(વિક્રમ ચરિત્ર.)

---

૧૭.

ભજન.

(રાગ—એહાગ)

હમારે નિરધન કે ધન રામ,
નીરધન કે ધન રામ. હમારે૦
ચોર ન લેવે, ઘટહુ ન જાવે,
ધાર પડે આવે કામ. હમારે૦
સોવત બયેઠત, જાગત ઉઠત,
જપું હરહર નાંમ. હમારે૦
દન દુનાં હોતે, સવાયે સવાયે,
ખુંટત નહીં એક દાંમ. હમારે૦
ઠાકોર ચલે, નગર દ્વારે,
પાસ નહીં બદામ. હમારે૦
કહેત કબીરા, સુન ભાઈ સાધુ,
પારસકો નહીં કામ. હમારે
નિરધનકે ધન રામ.

---

૧૩.

# શકુન્તલાની વિદાયગીરી.

શકુન્તલાની સખીઓ—શકુન્તલા ! અમે કોઈ દિવસ આભૂષણ પહેરી જાણ્યાં નથી પરન્તુ અમને ચિત્ર કાઢતાં આવડે છે તેથી તારે અંગે અમે બરોબર આભૂષણ ઘાલી શકીશું.

શકુન્તલા—બહેનો એમ કેમ બોલો છો ! તમારી ચતુરાઈ મારા જાણવામાં છે. ( બંને અલંકાર પહેરાવે છે. )

કાશ્યપ—( શકુન્તલા ભણી જોઈ દુઃખી થઈ કહે છે. )

મારો કંઠ રૂંધ્યો આંસુએ.
વિદાય કરૂં છું શકુન્તલાને,
પતિગૃહે એ વિચારે- મારો.
વનવાસીને આ દુઃખ થાયે,
સંસારીને વિશેષે- મારો.

ગૌતમી—બેટા, આ આંખમાંથી આનંદનાં આંસુ વહ્યાં જાય છે તે તારા પિતાને પાયે લાગ.

શકુન્તલા—( શરમાઈને ) પિતાજી પાયે લાગું છું.

કાશ્યપ—બેટા, પતિને ત્યાં ઘણું સુખ જોજે. આ અગ્નિની પ્રદક્ષિણા કર. આ પવિત્ર વહ્નિ તારી રક્ષા કરો. હવે તું ઉભી રહે. ( આમ તેમ જોઈને ) શાર્ઙ્ગરવાદિક શિષ્યો ક્યાં છે !

શિષ્યો—ભગવાન ! આ અમે પાસેજ છીએ.

કાશ્યપ—આ તમારી બહેનને માર્ગ બતાવો.

શાર્ઙ્ગરવ—આમં આવ બહેન આમ. ( બધા તેની સાથે નીકળે છે. )

કાશ્યપ—અહો સમીપનાં તપોવનનાં તરૂવરો ! તમને અતિ પ્રિય ગણનારી તમારી સખી સાસરે જાયં છે તેને જવાની આજ્ઞા આપો.

અનુમત ગમન વિશે રૂડી શકુન્તલાને દે છે !
તરૂ સઘળાં વનવાસનાં, બન્ધુજન છે એજ,
કાંકે કોકિલ શબ્દથી એજ પ્રમાણે આજ !
પ્રત્યુત્તર દીધો મળી સહુએ એને કાજ.

( આકાશમાં )

માર્ગે સરોવર મનોહર શ્યામ જોતી,
લીલાં બનેલ છમ પંકજ ખીલવાથી,
જાતાં ખસુસ અતિ શીતળ વૃક્ષ છાયા,
મધ્યે થજો કિરણ સૂર્ય તણાજ આછા;
થાજો, વળી, કમલપુષ્પ તણી રજોને
તુલ્યે સુવાસિત અને મૃદુ ધૂળ એને,
નિર્વિઘ્નથી પવન મન્દ વિશેષ વાજો.
કલ્લોલમાં યુવતિમાર્ગ તમામ જાજો.

ગૌતમી—એટલ સહવાસને લીધે પ્રિય થએલા તપોવનના આ દેવતા પણ તેને જવાની આજ્ઞા દેછે. માટે તેમને પ્રણામ કર.

શકુન્તલા—( વનદેવતાને પ્રણામ કરી ) પ્રિયંવદા હું મારા પતિને મળવા આતુર થઈછું તો પણ આશ્રમ છોડતાં મને એટલું દુઃખ થાય છે કે મારા પગ ઉપડતાં નથી.

પ્રિયંવદા—તારા વિયોગથી તપોવનની પણ એજ અવસ્થા થએલી દેખાય છે.

શકુન્તલા—(સંભારીને) હાં મારી લાડકી વન-
જ્યોત્સ્નાને ભેટી આવું!

કાશ્યપ—હા, હા, એ જો તારા જમણા હાથપર
પાસેજ તે છે. હવે રસ્તે પડ.

શકુન્તલા—(સખીઓને) બ્હેનો હવે આ વેલની
તમને સુપરત કરૂં છું;

બંને—પણ અમારી સોંપણ કોને કરી જાય છે.
(રડે છે.)

કાશ્યપ—તમારે બંનેએ તો શકુન્તલાને ધીરજ આ-
પવી જોઇએ.

શકુન્તલા—પિતાજી આ મારી લાડકવાઇ હરણી વિ-
આય ત્યારે કોઇની જોડે મને એ શુભ વર્તમાન
કહાવજો.

કાશ્યપ—ઠીક નહીં વીસરૂં.

શકુન્તલા—(પાછળ તણાતી હોય તેમ પછવાડી
જોઇને) અરે કોણ આ મારા છેડા તળે ભરાઇને
આવે છે! (પાછળ જુએ છે.)

કાશ્યપ—રેડયું મુખે કુશતણી અણિથી પડેલ
ઘા રૂઝવા અમલ ઇંગુદિ કેરૂં તેલ;
આમો મુઠી ભર વળી દઇને ઉછેરી,
એ પુત્રી તુલ્ય હરણી નહીં જાય છોડી.

શકુન્તલા—(હરણીને) તારી સોબત મુકીને જાઉં
છું તો મારી પાછળ કાં આવે છે?
જા તું તપોવનમાં, બાળ;
શિદ આવે તું પાછળ મારી,
છે તું વસી દાદાના મનમાં. બાળ

જન્મ થતાં તુજ તુજ જનની ગઈ,
આ સ્થળમાં તુજને છોડીને,
મેં પાળીતી લાડ કરીને,
અડચણ નહીં પડશેરે. બાળ..

(રડતી આગળ આવે છે.)

કશ્યપ—

રડી રડીને તવ નેત્ર સુકાયાં,
અશ્રુથકી સહુ અંગ ભીંજાયાં,
પાંપણ આંસુથી પુર્ણ ભરાયાં,
અથડાઇશ તું માર્ગ જતામાં.

મોહપાશ છોડી શીઘ્ર ગમન કર.

શાડ ર્ગરવ—સ્નેહીને જળાશય સુધી વળાવવા જવું એવો સંપ્રદાય છે. આ સરોવર કાંઠો છે અને સન્દેશો કહાવવાનો હોય તે કહીને આપે અહીંથી પાછા ફરવું જોઇએ.

કાશ્યપ—(મનમાં) દુષ્યન્ત રાજાને યોગ્ય કેવો સન્દેશો કહેવડાવીએ વારૂ! (મનમાં ચિન્તન કરે છે) અરે શાડ ર્ગરવ! શકુન્તલાને આગળ કરી મારૂં નામ દઈ આ પ્રમાણે કહેવું:—

તું છે ઉંચ કુલીન સંયમધના છીએ અમો જાણજે.
પુત્રીએ તુજ પ્રીત બાંધી છ,સગાં વચ્ચે નથી માનજે.
તેથી રાણી બીજી સમાન ગણજે રે ભૂપ તું એહને,
ભાગ્યાધીન ભવિષ્ય છે પછી સગાં બોલે નહીં કોઇને.

શાડ ર્ગરવ—એ પ્રમાણે રાજાને કહીશ.

કાશ્યપ—બેટા તને પણ એક શીખામણ કહેવી છે તે કહું છું; અમે સદા અરણ્યમાં રહીએ છીએ તો પણ આ સંસારની રીતભાતથી અમે જાણીતા છીએ.

મોટેરાંની તું કરજે સેવ, શોકશું ધરવી સખીસમ ટેવ.
પ્રીત ઉતારે જદાપ નાથ, કોપતી કૃહિં નવ તું પતિ સાથ.
ભાગ્યોદયમાં તજજે ગર્વ, દયા કરવી સેવક પર સર્વ,
એમ ચાલતી ગૃહિણી થાય, કુળકંટક બીજી લેખાય.

ગૌતમી—બેટા આ બધું કાળજામાં કોરી રાખજે.

કાશ્યપ—હવે તારી બેનપણીઓને છેલ્લી વારકી ભેટી લે કે અમે જઇએ.

શકુન્તલા—પિતાજી મારી પ્રાણ સખીઓ પણ અહીંથી પાછી જવાની કે ?

કાશ્યપ—હા ! એઓને પણ પરણાવવી છે માટે એમણે તારી સાથે આવવું યોગ્ય નથી. ગૌતમી તારી સાથે આવશે.

શકુન્તલા—( દુઃખથી કહે છે ) હે મારા પ્રિય પિતા તમારી પાસે ઉછરેલી હું તે તમારાથી દૂર દેશ જઈ મારા પ્રાણ કેમ રહેશે !

કાશ્યપ—પુત્રી આમ ગભરાય છે કેમ ? તારા ભર્તારના ઘરમાં ગયા પછી અમને સંભારવાનો પણ અવકાશ નહીં મળે.

શકુન્તલા—( નમન કરીને ) પિતાજી હું આજ્ઞા માગું છું.

કાશ્યપ—તારી મનકામના પૂર્ણ થાઓ.

શકુન્તલા—( સખીઓ પાસે જઇને ) પ્રિય સખીઓ મને સાંથે આલિંગન આપો. તમારૂં દર્શન હવે દુર્લભ છે. મારા ઉપરની તમારી મમતા ઓછી ના કરતાં.

સખીઓ—પ્રિય સખી એમ શું બોલવી હોઇશ અમારી એક પળ પણ તને સંભાર્યા વગર જનાર નથી. એક વાત ધ્યાનમાં રાખજે રાજા ક-

દાચિત્ ભૂલ ખાઈને તને ઓળખે નહીં તો તારા હાથમાંની તેના નામની વીંટી છે તે દેખાડજે.

શકુંતલા—મા તમારા વચનથી મારૂં હૃદય થરથર કંપે છે. વારૂ એમ થાય ખરૂં કે ?

સખીઓ—એમ શું થાય શું? એતો અતિ સ્નેહને લીધે મનમાં એવી શંકા આવે.

શિષ્ય—છોકરીઓ હવે વહેલાં આટોપી લો, જવાનું મોડું છે.

શકુન્તલા—( આશ્રમ ભણી મોઢું કરીને ) દાદા આ તપોવન હું પાછું ક્યારે જોઇશ?

કાશ્યપ—દીર્ઘ કાળ સુધી રાણીનું પદ ભોગવી પુત્રને રાજગાદી સોંપી પતિ સાથે શાંત જીવન ગાળવા આશ્રમમાં પાછી આવજે.

ગોતમી—પુત્રી ચાલો હવે. ( કાશ્યપને ) હવે તમે પાછા વળો.

શકુન્તલા—તપશ્ચર્યાથી તમારૂં શરીર ઘસાઈ ગયું છે. મારે સારૂ શોક કરીને તેમાં ઉમેરો કરશો મા.

કાશ્યપ—(નિશ્વાસ નાંખી) તારાં રોપેલાં વૃક્ષો ઉગેલાં જોઈ મારો શોક કેમ શમશે. પુત્રી હવે સુખે જા. તારો રસ્તો કલ્યાણકારી થજો.

( શકુન્તલા ચાલવા માંડે છે. )

કાશ્યપ—અનસૂયા તમારી પ્રિય સખી અને મારી લાડકી પુત્રી ગઈ, હવે શોક કરશો નહીં. મારી સાથે આશ્રમમાં ચાલો.

બેઉ સખી—દાદા શકુન્તલા વગરનું આ તપોવન સુનું સુનું લાગે છે, તેમાં જઇએ પણ શું,

કાશ્યપ—ઘણા સ્નેહને લીધે તમને એમ લાગે. પણ શકુન્તલાને સાસરે વળાવી દીધાથી હું સ્વસ્થ થયો કેમકે,

આખરે કન્યા ધન પારકું છે,
તેને વળાવી પતિ પાસ આજે,
આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી,
માલીકને થાપણ જેમ સોંપી.

---

### ૧૪.

( રાગ-હોરી કાનડો. )

શ્યામ મોરે ક્યારે-બંસી સુણાઓ
ઘેલા ઘુમતા મુજ ઉરનેરે
આ રજનીના રંગમાં-શ્યામ મોરે-શ્યામરે !
જો ! જાયે ત્યાં જમુનાનાં પાણીરે !
કેવી શાંતિમાં સુતિ સહુ સહિ જો
જમુનાને જામિની ભુલાવે મને ભામિની
મને સાંભારી પ્રીત પ્હેલી-કેલિ કરેલી તેસમ
શ્યામ સુન્દરીયાં આયો હો, મુને ના ગુરાયો.
ચાંદનીમાં કંઇ છાંયડી, કરંતાં તરુવર શ્યામ;
જમુના તટે હું એકલી, ક્યાં સંતાયો મુજ શ્યામ.
શ્યામ મોરે આયો હો આયો.

---

### ૧૫.

### ગરબી.

રસીલી ચંદા ! હસે ભૂમિ સખી તારીરે ! રસીલી ચંદા !
હસે ભૂમિ સખી તારી, રસે રંગે ખિલનારી,
વસે હર્ષ ઉર ભારી રે, રસીલી ચંદા૦ ૧
સખીપર પ્રીત કેવી ? પ્રીત શીદ કળી લેવી ?
નથી કંઇ જેવી તેવીરે, રસીલી ચંદા૦ ૨

નહી દૂર વસનારી, નહીં અહિં ઠરનારી,
કિન્તુ સખી મળનારીરે. રસીલી ચંદા. ૪
કર ચંદા તું પ્રસારી, કર મહી ભીડનારી,
આલિંગે શું સ્નેહ ધારીરે. રસીલી ચંદા. ૪
દુઃખ સમે તવ ભાસે, અરિ તમિસ્રા વિનાશે,
સખી આનંદે પ્રકાશેરે. રસીલી ચંદા. ૫

---

૧૬.

ગાયન.

( રાગ-પીલુ. )

(૧) ખુબી દેખકે કરતી હુયે તારીફ ખુદાયા.
કયસી સીફતસે એ દુનીયા બનાયા. ખુબી૦
(૨) સમાઇ યેહ જહાં મેં અજબ ચીઝ નુરી,
ઉત્તમ ઉસમે સબસે આદમકો બનાયા. ખુબી૦
(૩) રૂસ્વા હોકે કરતા હું ઉઝર ગુનાહ કે,
શરમસે સનમ તેરે સરકો ઝુકાયા. ખુબી૦
(૪) જી મેં મેરે જબતક યેહ જાન રહેગા,
સાકી મેરા રેહ કર તેરી મુઝપે છાયા. ખુબી૦
(૫) છાતી ધડકતી હુયે ડરસે કયામતકે,
નાશીર કયા જવાબ તુઝકો દયેગા ખુદાયા. ખુબી૦

---

૧૭.

( ભોલી ગુલમનું ફારસ. )

મી. એરચશા અત્રાસીઆ પુતલીબાઇ નામની બાઇને પરણી આવે છે. એ પુતલીબાઇનો આગલો ધણી કુવાને મરણ પામેલો. એરચશાના નોકરના કહેવા પરથી એ-રચશા હમેશ ફીકરમાં રહે છે કે રૂખેને તે પાછો ફુટી નીકળે.

પુતલીબાઇની સખી નાજાં પોતાના ધણીનું ઘર છોડી પુતલીને ત્યાં આવી રહે છે. નાજાંનો ધણી ચીન ગએલો ત્યાંથી પાછો ફરી આવ્યો ત્યારે પોતાના દોસ્તદાર પર ચીઠી મોકલેલી કે લીલીને એ સાથે લાવેલો છે. તે ચીઠી નાજાંએ વાંચતાં તે રીસાઇ પુતલી પાસે ગઇ છે. એટલામાં નાજાંનો ધણી મહેરનોસજી મહેરહોમજી નાજાંને શોધવા આવે છે. એરચશા તથા તેનો નોકર બીઓ એમ સમજે છે કે બૈરા માગતો આવ્યો માટે પુતલીનો આગલો ધણી હોવો જોઇએ. નામ આપતાં મહેરહોમજી ખાનદાનનું નામ સાંભળી શેઠ અને નોકર બંને નક્કી માને છે કે તે તેજ છે. એરચશા અને મહેરહોમજી વચ્ચે બોલાબોલી થાય છે. પુતલી આવી તેમનું આખું નામ પુછે છે અને ઓળખે છે કે તેઓ પુતલીબાઇના જેઠ થાય છે અને લીલી તે ફકત કુતરી છે. આતો ઘોટાળાનો ખુલાસો થઇ જાય છે.

---

૧૮.

ગાયન.

સમજ ઇતના મન તું મેરા.
લાખ બાર સમજાએ કહું મેં,
કાહે ન તજસે અંધેરા. સમજ૦
જુઠી માયા, જુઠી કાયા,
જુઠા જગત પસેરા.
અંત સમે કોઇ કામ ન આવે,
છત્ર પ્રભુ એક તેરા. સમજ૦

---

૧૯.

ગાયન.

૨૦.

ટેબ્લો.